# પાંચ વાર્તા.



પ્રસિદ્ધ કરનાર,

મગનલાલ નવનીતરામ દિવાન.

સંસ્કૃત નાટકોની બાળકો માટે

# પાંચ વાર્તા.



લેખકઃ—મગનલાલ નવનીતરામ દિવાન.

પ્રકાશકઃ—મગનલાલ નવનીતરામ દિવાન.

નં. ૩૯ અમૃતવાડી-ગીરગામ બૅક રોડ-**મુંબઈ** નં. ૪



ઈ. સ. ૧૯૧૮.] [સંવત ૧૯૭૪.



આવૃતી ૨ જી કોપી ૧૦૦૦

**કિમ્મત અઢી આના.**

શ્રી કૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે છાપ્યું

નં. ૯, અનંતવાડી, મુંબઈ.

# પ્રોફેસર એન. જી. વેલીન્કર,

એમ, એ; એલ એલ, બી; જે, પી.

ફેલો ઑફ ધી બોમ્બે યુનિવર્સિટી.

જેમના જીવનનું મૂળ સૂત્ર બાળ કેળવણી છે, જેમના સ્વભાવમાં નિઃસ્પૃહતા, સમાનતા, સરળતા, મૃદુતા સદા વાસ કરી રહી છે; જેમના ચિત્તમાં અહંતા તથા મમતાના અભાવ વડે સર્વદા શાન્તિ વ્યાપેલી છે. જેમનું ચરિત અતિ ઉદાર તથા **પરોપકારમય** છે, જેમનામાં સમાન દ્રષ્ટિ હોવા છતાં, મારા તરફ વિશેષપણે ભાસતા વાત્સલ્ય ભાવને લીધે આ નમ્ર હૃદયમાં ઉત્પન્ન થતી આનંદોર્મિને વશ થઇ, અતિ વિનીત ભાવે આ બાળોપયોગી લઘુ પુસ્તક ઉપરોક્ત ગુણાન્વિત હોવા છતાં નિર્ગુણ; એવા તેમના ચરણ કમળમાં સમર્પું છું.

નમ્ર સેવક,

**મગનલાલ નવનીતરામ દિવાન.**

# બે બોલ.

નાનાં છોકરાંની વાતો અને તેમાં વળી પ્રસ્તાવના શી હોય ? તોપણ જે મહા પુરૂષોની પ્રસાદીમાંથી એ વાતો ઉતારવામાં આવી છે તે પુરૂષોનું કાંઇક ઓળખાણ જો આ સ્થળે આપવામાં આવે તો તે અસ્થાને નહિ કહેવાય. એમ ધારી આ સ્થળે તેનો ઉલ્લેખ કરાગો છે.

આ નાના પુસ્તકમાં પાંચ મહાપુરૂષોની પ્રસાદી પીરસવામાં આવી છે તે પૈકી.

૧ "મુદ્રા રાક્ષસ." નામનું કવિ વિશાખદત્તનું રચેલું નાટક રાજ્ય નીતિનો એક અચ્છો પાઠ આપે તેવું છે. તેનું ભાષાંતર રા. રા. **કેશવલાલ હર્ષદરાય** ધ્રુવે કરેલું છે.

૨ "મૃચ્છકટિક" નામનું શૂદ્રક રાજાનું રચેલું જૂનામાં જૂનું નાટક ગણાય છે. તેનું ભાષાંતર મસ્ત કવિ **બાલાશંકર ઉલ્લાસરામ** કંથારીયાએ કરેલું છે.

૩ "**શકુન્તલા**" નામનું નાટક ભરતખંડના સર્વોત્તમ કવિ કાલિદાસનું લખેલું છે, અને તે દુનિયાનાં સારામાં સારાં પુસ્તકો માંહેનું એક ગણાય છે. તેનું ભાષાંતર ત્રણ લેખકોએ કર્યું છે. સ્વ. **ઝવેરીલાલ ઉમીયાશંકર** યાજ્ઞિક, સ્વ. **દલપતરામ પ્રાણજીવન** ખખ્ખર, અને રા. **બળવંતરાય કલ્યાણરાય** ઠાકોર.

૪ "વિક્રમોર્વશીય" અથવા "પરાક્રમની પ્રસાદી" આ નાટક પણ કાલિદાસનું છે તેનાં ગુજરાતીમાં બે ભાષાંતર થયાં છે. રા. **રણછોડભાઈ ઉદયરામે** લખેલા તે નાટકને તરજુમાનું સ્વરૂપજ આપેલું નથી, એમ કહીએ તો બહુ ખોટું નહિ કહેવાય. **રા. કીલાભાઈ ઘનશ્યામ** ભટ્ટનું ભાષાંતર પ્રથમ બહાર પડ્યું હતું અને સને ૧૯૦૭ માં રા. **હિંમત-**

**લાલ ગણેશજી** અંજારિયા તરફથી તેનો તરજુમો પ્રકટ કરવામાં આવ્યો હતો. બીજું પુસ્તક તેમના ભાષાંતર કરનાર રા. **કેશવ હર્ષદ** ધ્રુવે પરાક્રમની પ્રસાદી એ નામથી બીજી આવૃત્તિ વખતે સ્વિકાર્યું હતું, અને હાલમાં તેની ત્રીજી આવૃત્તિ થઈ છે.

૫ "ઉત્તર રામ ચરિત" એ નામનું નાટક કવિ **ભવભુતિએ** રામાયણના છેવટના પ્રસંગને લઈને લખેલું છે. તેનું ગુજરાતી ભાષાંતર સ્વ. **મણિલાલ નભુભાઈ** દ્વિવેદીએ કર્યું છે.

આ પ્રમાણે આ લઘુ પુસ્તકમાંની વાર્તાના ઉત્પાદક મહા પુરૂષોનાં અને તેને ગુજરાતીમાં સાચવી રાખનાર સાક્ષરોનાં ટુંક ઓળખાણ કરાવતાં એ વાતો બાળકોને ઉપયોગી થઈ પડે એવા હેતુથી મારા બાલબન્ધુઓ પોતે સમજી શકે એવી સાદી અને સરળ ભાષામાં પીરસવામાં આવે છે તેનું તેઓ પૂર્ણ ભાવથી આસ્વાદન લઈને તૃપ્તિ પામો "તથાસ્તુ"

પ્રસિદ્ધ કર્તા.

# મુદ્રારાક્ષસ.



ભરતખંડના પાટલીપુત્ર–કુસુમપુર નગરમાં નન્દ રાજાઓ રાજ્ય કરતા હતા, તે રાજાઓ પૈસાના બહુ લોભી હતા, અને પૈસાને લીધે જરા અભિમાની પણ થઇ ગયા હતા. તેના એક રાજાએ ચાણુક્ય નામના વિદ્વાન બ્રાહ્મણનું એકવાર અપમાન કર્યું, ત્યારે ચાણુક્યે પણ લીધું કે નંદરાજાઓનો નાશ કરૂં ત્યારે જ ખરો.

ચંદ્રગુપ્ત નામના પોતાના એક ક્ષત્રિ શિષ્યને ગાદી આપવાનો નિશ્ચય કરી ચાણુક્યે, નંદરાજાને હરાવ્યો. અને તેની ગાદીએ ચંદ્રગુપ્તને બેસાડયો. ચંદ્રગુપ્ત મૌર્ય વંશનો હતો એટલે ત્યારથી નંદ વંશ બંધ પડયો, અને મૌર્ય વંશના રાજાઓ ગાદીપર આવ્યા.

નંદરાજાઓ મરણુ પામ્યા હતા, પણ તેનો એક વિશ્વાસુ કારભારી જેનું નામ ‘ રાક્ષસ ’ હતું તેણે પોતાના રાજાની ખાતર ચાણુક્ય સાથે વૈર ચાલુ રાખ્યું હતું. અને બીજાં રાજ્યોની મદદ લઇ ચંદ્રગુપ્તને ઉખેડી નાખવા મહેનત કરી રહ્યો હતો.

ચાણુક્ય તો એક ધર્મગુરૂ જ હતો તેને કારભારનો લોભ નહોતો, પણ ચંદ્રગુપ્તના દુશ્મનોને તાબે કરતાં સુધી પોતે તેના સલાહકાર તરીકે કામ કરતો હતો. ચાણુક્યને રાક્ષસ માટે બહુ માન હતું અને રાક્ષસ જેવો વિશ્વાસુ અને હુશિયાર કારભારી ચંદ્રગુપ્તને મળે

એવી તેની ઇચ્છા હતી. રાક્ષસ નંદવંશનો કારભારી હોઇ નંદના દુશ્મન ચંદ્રગુપ્તનો કારભારી થાય એ ન બનવા જોગ હતું:—

રાક્ષસ જેવો નિમકહલાલ અને સ્વામિભક્ત દુશ્મન રાજાનો કારભાર સ્વીકારે એવું બનવું બહુજ મુશ્કેલ હતું એમ ચાણકય જાણતો હતો, તોપણ ચાણકયે એવી યુક્તિ પ્રયુક્તિ શરૂ કરી હતી, કે તેમાં જો ચાણકય ફાવે તો રાક્ષસને પરાણે પણ ચંદ્રગુપ્તનો કારભાર સ્વીકારવો પડે.

રાજકારભારમાં લડાઈ અને લશ્કરથી જેમ કામ થાય છે, તેમજ કાવાદાવા અને દાવપેચથી પણ થાય છે. ચાણકય અને રાક્ષસ બંને તેવી ખટપટ કરવામાં હુશિયાર હતા; પણ રાક્ષસના કરતાં ચાણકય વધારે સૂક્ષ્મ બુદ્ધિવાળો અને દૂર્દશી હતો.

રાક્ષસે ચંદ્રગુપ્તને મારી નાખવા માટે અનેક પ્રયત્નો કર્યા હતા. રાજમહેલમાં પોતાના માણસો દાખલ કરી દીધાં હતાં. ચંદ્રગુપ્તના વૈદ્યને લાલચ આપી. દવાને બદલે ઝેર આપે તેવું કર્યું હતું. પણ ચાણાકય ચેતી ગયો, ઝેરવાળી દવા એકદમ પારખી કાઢી અને તે દવા તેજ વૈદ્યને પીવરાવી દીધી.

રાક્ષસે રાજમહેલની દિવાલો પોલી કરાવી અંદર પોતાનાં માણસો રાખ્યાં હતાં, અને જમીન નીચે ભોંયરાં ખોદી એવી યુક્તિ કરાવી હતી કે અમુક વખતે આખા મહેલને આગ લગાડી સૌએ બહાર નીકળી જવું. આ તૈયારીઓ ચાલી રહી હતી, ત્યાં ચાણુકયે

એક દિવાલમાંથી કીડીઓને રાંધેલું અનાજ લઇને નીકળતી જોઈ, એટલે તેને વહેમ પડયો. એકદમ આખો મહેલ તેણેજ સળગાવી દીધો એટલે રાક્ષસનાં બધાં માણસો બળી મુઆં. વળી જ્યારે રાજ્યાભિષેકનું સરઘસ નીકળે ત્યારે શોભા માટે તૈયાર કરવામાં આવેલા દરવાજાઓ અને કમાનોમાંની એકમાં રાક્ષસે પોતાના છુપા મારા ગોઠવ્યા હતા, પણ તે મારાઓના બોલવા ચાલવાથી ચાણુકય ચેતી ગયો અને ચંદ્રગુપ્તની જગા ફેરવી નાખી. મારાઓ ચૂકયા અને ચંદ્રગુપ્તને બદલે રાક્ષસની તરફેણનાજ બે સરદારો પર ઘા કર્યા. આમાં પણ રાક્ષસ ફાવ્યો નહિ.

ચંદ્રગુપ્ત જો ચાણુકયને દૂર કરે તો કદાચ રાક્ષસ ફાવી જાય, એવી આશાથી ચંદ્રગુપ્ત પાસે એકાદ બે ચારણો એવા રાખ્યા હતા. કે જે લાગ જોઇ ચાણુકયના દોષ ચંદ્રગુપ્તને બતાવે અને ચાણુકય ઉપર ચંદ્રગુપ્તને નારાજ કરે, એકવાર ચંદ્રગુપ્ત અને ચાણુકયને રાજકાજ સંબંધે વાતચીત થતી હતી, તેમાં બેઉ જરા તપી ગયા, એ સંધીનો લાભ લઇ રાક્ષસના ચારણોએ રાજા ઉશ્કેરાય એવા શ્લોકો ગાયા. ચાણુકય એકદમ સમજી ગયો અને તે ચારણોને દૂર કરાવ્યા.

આમ રાક્ષસે જેજે યુક્તિઓ કરી તે એકેમાં તે ફાવ્યો નહિ. એટલુંજ નહિ, પણ ચાણુકયે જે જાળ પાથરી હતી, તે તે સમજી પણ શકયો નહિ. ચાણુકયે પોતાના એક અંગત મિત્રને કોઇ ન જાણે તેમ રાક્ષસ પાસે રાખી દીધો હતો, તે માણુસે રાક્ષસનો પૂરેપૂરો વિશ્વાસ મેળવ્યો હતો.

રાક્ષસ જ્યારે કુસુમપુરમાંથી નાશી ગયો ત્યારે તેણે પોતાનાં બૈરાં છોકરાંને ચન્દનદાસ નામના શેઠીયાને ત્યાં છાની રીતે રાખ્યાં હતાં. ચાણુકયનો છુપો જાસુસ એ ખબર મેળવી લાવ્યો તે ઉપરથી ચાણુકયે ચન્દનદાસને બોલાવી ધમકાવ્યો.

ચન્દનદાસ ચેતી ગયો હતો. તેથી તેણે રાક્ષસનાં બૈરા છોકરાંને તો આગળથી બહારગામ મોકલી આપ્યાં હતા. ચન્દનદાસને બહુ બહુ બીક બતાવી પણ ચન્દનદાસ ડગ્યો નહિ. છેવટે મોતનો પણ ડર બતાવ્યો. ચન્દનદાસ મરવાને તૈયાર થયો. પણ પોતાનાં મિત્રનાં બૈરાં છોકરાં વિષે કાંઇ પણ ખબર આપી નહિ.

ચાણુકયે ચન્દનદાસનાં ઘરને જપ્ત કરાવ્યું, તેને કેદ કર્યો, અને મારી નાંખવાની ધમકી આપી.

ચાણુકય મનમાં તો ખુશી થયો કે જો ચન્દનદાસ રાક્ષસની ખાતર જીવ આપવાને તૈયાર છે તો રાક્ષસ પણ ચન્દનદાસના જીવ ખાતર પોતાનો આગ્રહ છોડી દેશે, અને ચંદ્રગુપ્તને તાબે થશે. પણ રાક્ષસ તાબે થાય તેની સાથે દુશ્મનોનો પણ અંત લાવવો જોઇએ, માટે બીજી યુક્તિઓ રચી.

પહેલાં તો જીવસિદ્ધિ નામનો એક જૈન સાધુ જે ખરી રીતે તો ચાણુકયનોજ વિશ્વાસુ હતો પણ જે બહારથી રાક્ષસની મદદે રહેતો હતો તેના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેને દેશનિકાલ કર્યો. આથી રાક્ષસને જીવસિદ્ધિપર વિશ્વાસ વધારે બેઠો અને રાક્ષસ જ્યાં નાશી ગયો હતો ત્યાં જીવસિદ્ધિ ગયો, એટલે રાક્ષસે તેને પોતાની પાસે રાખી લીધો.

રાક્ષસે ચંદ્રગુપ્તની વિરૂદ્ધ મલયકેતુ નામના મલેચ્છને ઉશ્કેર્યો હતો. મલયકેતુનો બાપ પર્વતેશ્વર નંદરાજાની સામેની લડાઇમાં ચંદ્રગુપ્તનો મદદગાર હતો, અને ચંદ્રગુપ્તે અરધું રાજ તેને આપવું એવી શરત હતી. ચાણકયનો વિચાર તો તેને દૂર કરવાનો હતો જેથી રાજયના ભાગ પણ ન કરવા પડે અને મ્લેચ્છ માગણી પણ કરવા ન રહે. એટલે એવી યુક્તિ કરી કે રાક્ષસે જે ઉપાયથી ચંદ્રગુપ્તનું મોત કરવા ધાર્યું હતું, તેજ ઉપાયથી પર્વતેશ્વરનું મોત કરાવ્યું. પર્વતેશ્વરનું મોત કરાવનાર ચાણકય છે, એવું પર્વતેશ્વરના દીકરા મલયકેતુને સમજાવી તેને નસાડી મૂકયો આમ નસાડી મૂકનારમાં ભાગુરાયણ નામનો જણ મુખ્ય હતો. તે ભાગુરાયણ ચાણકયનો માણસ હતો, આ યુક્તિથી મલયકેતુને ભાગુરાયણ ઉપર વિશ્વાસ બેઠો અને મલયકેતુ નાશી ગયો એટલે ચંદ્રગુપ્તને અરધું રાજ્ય આપવાનું પણ ન રહ્યું.

મલયકેતુ જઇ રાક્ષસને મળ્યો. રાક્ષસે બીજા ચાર પાંચ રાજાઓની મદદ મેળવી હતી.

હવે ચાણકયે એવો પેચ રચ્યો કે કોઈ કોઈને મારવામાં સહાયભુત છે એવા મભમ અર્થનો એક કાગળ કુસુમપુરના એક લહીયા નામે શકટદાસ પાસે લખાવ્યો. તે કાગળ લખાવ્યા પછી શકટદાસ તો રાક્ષસનો મિત્ર છે, અને ચંદ્રગુપ્તને મારી નાખવા પેરવી કરે છે, એવું બહાનું કાઢી શકટદાસને શૂળીએ ચઢાવવાનો હુકમ કર્યો.

એક તરફથી તેવો હુકમ ચાણકયે આપ્યો, અને બીજી તરફથી સિદ્ધાર્થક નામના પોતાના એક ભરોસા-

પુત્ર જાણુને સમજાવ્યો કે તેણે શકટદાસને શુળીએથી બચાવી નાશી જવું. શકટદાસને શુળીએ ચડાવનારને આગળથી ચેતવી રાખ્યા હતા, એટલે સિદ્ધાર્થક શકટદાસને લઇ નાશી ગયો. તે પણ બંને રાક્ષસ પાસે જ ગયા.

શકટદાસ પાસે જે લેખ લખાવ્યો હતો તે લેખના ઉપર સીલ રાક્ષસની વીંટીની કરી હતી. જ્યારે રાક્ષસની સ્ત્રી કુસુમપુરમાં હતી ત્યારે ચાણક્યનો એક છુપો દૂત ફરતો ફરતો જે ઘરમાં તે હતી ત્યાં ગયો તે દૂત 'ચિત્રપટ' બતાવનારનો વેશ લઇ ફરતો હતો. તે જઇ ચિત્ર બતાવવા બેઠો એટલે રાક્ષસનો દીકરો તે જોવા બહાર દોડી આવ્યો. તેને પાછો ખેંચી લેવા રાક્ષસની સ્ત્રીએ ઉતાવળથી હાથ બહાર કાઢ્યો ત્યાં તેના હાથમાંથી વીંટી સરી ગઇ. તે વીંટી રાક્ષસે જતી વખતે પોતાની બૈરીને આપી હતી તે જ હતી અને તેની ઉપર રાક્ષસનું નામ કોતર્યું હતું. પેલા દૂતે તે વીંટી જોઇ કે તુર્ત કોઈ ન જાણે તેમ ઉપાડી લીધી અને ચિત્ર સંકેલી ચાલતો થયો, તેણે તે વીંટી ચાણક્યને આપી. ચાણક્યે પેલા શકટદાસના લખેલા કાગળપર તેની સીલ મારી.

આ પ્રમાણે તૈયાર થયેલો કાગળ એવો હતો કે તે જેના જોવામાં આવે તેની ખાતરીજ થાય કે તે રાક્ષસના માણસ શકટદાસે લખેલો છે, અને તેપર રાક્ષસની સીલ છે, એટલે તે કાગળ રાક્ષસનોજ છે.

કાગળ ઉપરાંત બીજી યુક્તિ થોડાં ઘરેણાંની કરી. પર્વતેશ્વરનાં ઘરેણાં ચંદ્રગુપ્તે દાનમાં આપવાની માંગણી કરી એટલે ચાણક્યે પોતાની ખુશી બતાવી યોગ્ય બ્રાહ્મ-

ણુને દાન લેવા હું મોકલુ છું એમ કહી પોતાના વિ-
શ્વાસુ બ્રાહ્મણુને મોકલ્યો. તે બ્રાહ્મણુને તે ઘરેણાં લઇ
રાક્ષસ પાસે મોકલ્યો. રાક્ષસે તે ઘરેણાં વેચાતાં, લઇ
લીધાં:—

હવે એવું બન્યું હતું કે મલયકેતુએ રાક્ષસને થોડાં ઘરેણાં મોકલાવી તે પહેરી પર્વતેશ્વરનો શોક ઉતારવા કહેવરાવ્યું હતું જે વખતે તે ઘરેણાં આવ્યાં હતાં તેજ વખતે શકટદાસને શુળીપરથી બચાવી સિદ્ધાર્થક તેને લઇ નાશી આવ્યો હતો તે રાક્ષસ પાસે હાજર થયો.

શકટદાસને બચાવવાનાં ઇનામ તરીકે મલયકેતુએ મોકલાવેલાં ઘરેણાં રાક્ષસે સિદ્ધાર્થકને આપી દીધાં:—

મલયકેતુ પોતાના સહાયક મિત્રોને લઇને છાવણી નાખી પડયો હતો, ત્યાંથી આવનાર જનારને રાજાની છાપ મળતી, તે છાપ હોયતોજ જવા આવવાની પરવાનગી મળતી, આ અટકાયતનો લાભ લઇ હવે ચાણક્યના માણસોએ રાક્ષસને મલયકેતુથી દૂર કરવાના પ્રયાસ શરૂ કર્યા.

ભાગુરાયણ તો મલયકેતુને સમજાવી રહ્યો હતો કે પર્વતેશ્વરને મારનાર ચાણુક્ય નહિ પણ રાક્ષસ જ હતો અને રાક્ષસ ચંદ્રગુપ્તને મળી જવાની તૈયારી કરતો હતો, આ વાત થઇ રહી હતી ત્યાંજ એક માણસ રાજાની છાપ વગર છાનોમાનો છાવણીમાંથી બહાર નીકળી જતાં પકડાયો તે માણસ બીજો કોઇ નહિ પણ રાક્ષસનો જ માણસ સિદ્ધાર્થક હતો. સિદ્ધાર્થક રાક્ષસે આપેલાં ઘરેણાં અને શકટદાસ પાસે મભમ અર્થનો ચાણુક્યે લખાવેલો પેલો કાગળ એ બંને લઇ સંતાતો

સંતાતો નીકળી જતો હતો, તેને છાનુંમાનું નીકળી જવું નહોતું જ, કારણ તે ઘરેણાં અને તે કાગળ મલયકેતુને બતાવી મલયકેતુ અને રાક્ષસ વચ્ચે વિરોધ કરાવવાનોજ તેનો ઇરાદો હતો તેથી તે પકડાયો. અને મલયકેતુ પાસે તેને લઇ જવામાં આવ્યો, એટલે તે આડું અવળું બોલવા લાગ્યો મલયકેતુએ સીધો જવાબ આપવાનું કહ્યું અને તેણે માન્યું નહિ એટલે ખૂબ માર મરાવ્યો માર મારતાં પેલાં ઘરેણાં તથા પેલો કાગળ મલયકેતુના હાથમાં આવ્યો તે વાંચતાં મભમ લખાણનો અર્થ એવો નીકળતો હતો કે રાક્ષસ બીજા બધા રાજાઓને લઇને ચંદ્રગુપ્તને સાથે મળી જવા તૈયાર છે, આ કાગળ અને મલયકેતુએ પોતેજ મોકલેલાં ઘરેણાંઓ જોઇ મલયકેતુની ખાતરી થઇ કે રાક્ષસ દગોજ રમે છે. મલયકેતુએ બીજા રાજાઓને તો એકદમજ મારી નાખવા હુકમ આપ્યો અને રાક્ષસને પોતાની પાસે બોલાવ્યો.

રાક્ષસે વળી એક બીજી ભૂલ એ કરી કે મલયકેતુએ મોકલેલાં ઘરેણાં તો સિદ્ધાર્થકને આપી દીધાં હતાં તેથી પર્વતેશ્વરનાં વેચાતાં લીધેલાં ઘરેણાંમાંથી એકાદ પહેરી લીધું, મલયકેતુએ શોક ઉતરાવ્યો હતો એટલે અડવી ડોકે જવું એ ઠીક નહિં એમ માની તેણે એકાદ ઘરેણું ઘાલી લીધું.

મલયકેતુ પાસે જતાં તેણે બધું સ્વરૂપ ફરી ગયેલું દીઠું, ઓછામાં પૂરૂં પેલું પર્વતેશ્વરનું ઘરેણું મલયકેતુએ રાક્ષસની ડોકમાં જોયું એટલે તો મલયકેતુને ખાતરીજ થઇ કે પર્વતેશ્વરને રાક્ષસેજ મરાવી નંખાવ્યો

હશે આમ બધી વાતો સાથે લાગી મળી જતાં મલય-
કેતુએ રાક્ષસનો તિરસ્કાર કર્યો, અને તેને કાઢી મૂકયો.

ચાણુકયની ચાતુરીને લીધે રાક્ષસ આમ બધી વાતે સપડાઇ ગયો અને હારી ગયો, પોતાના મિત્ર ચંદનદાસની તપાસ લેવાના વિચારથી તે પાટલીપુત્રમાં આવ્યો ત્યાં પણ ચાણુકયનો છુપો જાસુસ તેની પાછળ પાછળજ હતો.

હજી રાક્ષસના હાથમાં હથિયાર હતું, અને હથિયાર હોય ત્યાં સુધી તો એકલો રાક્ષસ અનેકની સામે થાય તેવો હતો તે ચાણુકય જાણુતો હતો તેથી તેણે બીજી એક યુક્તિ રચી.

રાક્ષસ જ્યાં હતો ત્યાં એક માણુસ ગયો અને આપઘાત કરવા લાગ્યો, રાક્ષસે તેને અટકાવીને કારણ પૂછયું. એટલે પેલા માણુસે કહ્યું કે આ ગામમાં ચન્દનદાસ કરીને શેઠીયો છે તેને રાજા શુળીએ ચડાવે છે, તે દુઃખ ન જોઇ શકવાથી ચન્દનદાસનો મિત્ર વિષ્ણુદાસ અગ્નિમાં પ્રવેશ કરે છે, વિષ્ણુદાસ મારો પરમ મિત્ર છે, અને તે મરે તે પહેલાંજ હું મરવા ઇચ્છું છું. રાક્ષસને ચન્દનદાસની ભાળ લાગતાં તે ખુશી થયો અને પોતાના હથિયારવતી બધાને મારી નાખી ચન્દનદાસને બચાવી લેવા તૈયાર થયો, પણ પેલા માણુસે કહ્યું કે જો હથિયાર લઇને ત્યાં જશો તો ચન્દનદાસને ઉતાવળ કરીને મારી નાખશે, કારણુ એક માણુસને શુળીથી એક બીજો જણુ બચાવી લઇ ગયો તેટલા માટે હલાલખોરને ચાણુકયે મારી નખાવ્યા હતા, માટે જો ચન્દનદાસને બચાવવો હોય તો હથિયાર વગર વધસ્થાને જલદી પહોંચવું જોઇએ.

ચન્દનદાસની ખાતર રાક્ષસ બધું કરવા તૈયાર હતો તેથી હથિયાર ફેંકી દઇ વધસ્થાને ગયો, અને ચન્દનદાસને જેવા શુળીપર ચડાવતા હતા તેવો જ તે પહોંચ્યો અને હું રાક્ષસ પોતેજ હાજર થયો છું માટે ચન્દનદાસને છોડી મૂકો એમ જાહેર કર્યું, આ ખબર ચાણુકયને કરવામાં આવી એટલે ચાણુકય લાગલોજ ત્યાં આવ્યો. ચાણુકયને તો તેજ જોઇતું હતું. રાક્ષસને તેણે અતિ સન્માનપૂર્વક બોલાવ્યો અને કહ્યું કે જો ચન્દનદાસને જીવતો રાખવો હોયતો ચંદ્રગુપ્તનો કારભાર સ્વીકારો. રાક્ષસને હવે એકે ઉપાય રહ્યા નહોતો.

મલયકેતુએ તિરસ્કાર કર્યો હતો, બીજા રાજાઓનો મલયકેતુએજ વધ કર્યો હતો. ચન્દનદાસને બચાવવો હતો, ચાણુકયે રાક્ષસને એવી રીતે પકડયો હતો કે તે હવે છુટી શકે તેમ નહોતુ તેથી રાક્ષસને હા પાડવી પડી. તેણે પોતાનું પણ પૂરું કર્યું,

ચાણકય પણ બહુજ ખુશી થયો, ચંદ્રગુપ્તને પૃથ્વીનું રાજ્ય અને રાક્ષસ જેવો પ્રધાન આપી પોતે પાછો પોતાને આશ્રમે પોતાનાં પુસ્તક અને પોતાના ધર્મધ્યાન માટે નિવૃત થયો.



૭પર૮

# મૃચ્છકટીક

અથવા

## માટીની ગાડી.

અવન્તી નગરીમાં વિનયદત્ત કરીને મોટો વેપારી થઇ ગયો. દૈવયોગે તેનો પૌત્ર **ચારૂદત્ત** દરિદ્રાવસ્થામાં આવી પડયો અને વિનયદત્ત અને તેના પુત્ર **સાગરદત્ત**ના વખતમાં જે જાહોજલાલી હતી તે બધી **ચારૂદત્ત**ને તજીને ચાલી ગઇ હતી, છતાં બ્રાહ્મણ કુંટુંબમાં ઉતરી આવેલા સદ્દગુણો **ચારૂદત્ત**ને તજીને ગયા નહોતા. પૈસે ટકે **ચારૂદત્ત** તદ્દન ખાલી હતો, પણ તેના સદ્દગુણોથી આખી નગરી તેના તરફ પ્રેમ અને માનની લાગણીથી જોતી.

**ચારૂદત્ત**ના વખતમાં અવન્તીમાં **પાલક** કરીને રાજા રાજ્ય કરતો હતો. પરંતુ તે રાજાના વખતમાં તેનો નીચજાતિનો સાળો બહુ જોરદાર થઇ ગયેલો હતો. "**શકાર**" નામનો તે સાળો સેનાપતિ હતો અને પોતે દુષ્ટ હોવાથી કોઇપણ સારા માણસના વખાણ તે ખમી શકતો નહિં. **ચારૂદત્ત** આખા ગામમાં પૂજાતો, તે તેનાથી સહન થઇ શકતું નહોતું. દુષ્ટ માણસો તેજ પ્રમાણે સારા માણસોના વખાણ સાંભળી શકતા નથી અને તેમના વેરી બની જાય છે **શકાર** **ચારૂદત્ત**નો કારણ વગરનો દુશ્મન થઇ ગયો.

તેમાં વળી એવું બન્યું કે અવન્તીમાં રહેનારી **વસન્તસેના** નામની એક ગણિકા પોતાનો ગણિકા ધર્મ

છોડી સારી રીતે જીંદગી ગાળવા ઇચ્છતી હતી. તે ગણિકાનો વિચાર **ચારૂદત્ત** સાથે લગ્ન કરવાનો હતો, **શકાર**નો વિચાર **વસંતસેના**ને પોતાના હાથમાં લેવાનો હતો પણ **વસંતસેના** તો તેને દૂરછોડતી. એક વખત રાત્રે **વસન્તસેના** જતી હતી ત્યાં **શકાર** તેની પાછળ થયો અને રાતનો લાભ લઇ તેને ઉપાડી જવાના વિચારમાં હતો, **વસન્તસેના**ને ખબર પડી જતાં જે પહેલું ઘર ઉઘાડું દીઠું તેમાં તે પેસી ગઇ, સદ્ભાગ્યે તે ઘર **ચારૂદત્ત**નુંજ હતું. વસન્તસેનાએ ઘરેણાં પહેર્યાં હતાં તેથી રાતને વખતે વધારે જોખમવાળું ગણાય એમ સમજી તેણે તે ઘરેણાં ઉતારી ચારૂદત્તને સાચવવા આપ્યાં.

તેજ રાતે **ચારૂદત્ત**ને ત્યાં ખાતર પડયું અને **વસંત**સેનાનાં ઘરેણાં ચોર ચોરી ગયો. તે ચોર બીજો કોઇ નહિં પણ **શર્વિલક** નામનો માણસ હતો તે **શર્વિલક** **વસન્તસેના**ની ચાકરડી **મદનિકા**ને પરણવા ઇચ્છતો હતો અને **મદનિકા**ને વસન્તસેનાની નોકરીમાંથી છોડાવવા નાણાં જોઇએ માટે ચોરી કરી હતી.

પેલો ચોર ઘરેણાં લઇ **મદનિકા**ને મળ્યો અને તે **વસન્તસેના**ને આપી **મદનિકા**ને છોડાવવા આવ્યો છે એમ કહ્યું. **મદનિકા**એ ઘરેણાં જોયાં અને ઓળખ્યાં. હકીકત પૂછતાં શું થયું હતું તે જાણ્યું. છૂટવાનો એકે ઉપાય નહોતો એટલે **મદનિકા**એ સલાહ આપી કે તે ઘરેણાં **વસન્તસેના**નેજ આપી દેવાં. **મદનિકા**ની સલાહ પ્રમાણે **સર્વિલક** કેમ જાણે **ચારૂદત્ત**નો મોકલાવેલોજ આવ્યો હોય એમ કરી આવ્યો અને **ચારૂદત્ત** શેઠે આ ઘરેણાં પાછાં મોકલ્યાં છે અમારૂં ઘર જૂનું છે અને

તેથી તે સાચવી શકશે નહિં માટે પાછાં મોકલ્યાં છે એવો શંદેશો કહી પેલાં ઘરેણાં આપી દીધાં. હવે બન્યું હતું એવું કે **મદનિકા** અને **શર્વિલક**ની વાતચીત **વસન્તસેના**ના સાંભળવામાં આવી હતી અને તેથી તે **મદનિકા**પર પ્રસન્ન થઇ હતી. **મદનિકા**ની સારી સલાહથી ખુશ થઇ, **વસન્તસેના**એ **શર્વિલક**ને **મદનિકા** આપી દીધી.

**શર્વિલક** ગયો ત્યાં **ચારૂદત્ત**નો મિત્ર મૈત્રેય આવ્યો. **ચારૂદત્તે** ઘરેણાં ગયાની વાત જાણી એટલે પોતાની સ્ત્રીની રત્નમાળા આપી તેણે મૈત્રેયને **વસન્તસેના** પાસે મોકલ્યો. **વસન્તસેના**એ તે રત્નમાળા તો લીધી પણ રૂબરૂ મળવાની ઇચ્છા બતાવી. મળ્યા પછી બીજે દિવસે પેલી રત્નમાળા પાછી મોકલી પણ સ્વીકારી નહિં એટલામાં **ચારૂદત્ત**ના છોકરાને રમાડતી બાઇ છોકરાને લઈને નીકળી. **ચારૂદત્ત**નો છોકરો રમકડાંની ગાડી માટે કજીઓ કરતો હતો. **ચારૂદત્તે** માટીની ગાડી તો અપાવી હતી, પણ છોકરાને તો પાડોશીના છોકરા પાસે સોનાની ગાડી હતી તેવી જોઈતી હતી તેથી તે કજીયા કરતો હતો. **વસન્તસેના**એ પોતાનાં ઘરેણાં ઉતારી તે છોકરાને આપ્યાં અને કહ્યું કે તે ઘરેણાંની ગાડી કરાવજે. એ પ્રમાણે કહી પોતાનાં ઘરેણાં તેની ગાડીમાં ભરી તેને રમતો કરી દીધો.

**વસન્તસેના**ને **ચારૂદત્તે** પુષ્પકરંડ બાગમાં ફરવાને અને મળવાને બોલાવી હતી અને તેને માટે પોતાનો રથ મોકલ્યો હતો. રથવાળો આવ્યો અને **વસન્તસેના** તૈયાર થવા લાગી. વસન્તસેનાને આવતાં વાર થશે

જાણી રથવાળો પોતે તકીયા ભૂલી ગયો હતો તે લાવવા રથ લઇને ગયો. થોડીવારમાં બીજો રથ વસન્તસેનાના બારણા આગળ આવી ઉભો. તે બીજો રથ રાજાના સાળા **શકાર**નો હતો **શકારે** પોતાના રથવાળા **સ્થાવરક**ને પણ પુષ્પકરંડ બાગમાં રથ લઇ આવવાનું કહ્યું હતું. **વસન્તસેના** ભૂલથી તે બીજા રથમાં ચડી બેઠી. **સ્થાવરક** તો રથ લઇ બાગમાં ગયો.

**ચારૂદત્ત**નો રથવાળો પાછો આવ્યો અને જરાવાર થોભ્યો. ત્યાં કોઇ માણસ રથમાં બેસી ગયું. તેના હાંકનારે તો જાણ્યું કે **વસન્તસેના** બેઠાં. બાઇ માણસને પુછપરછ થાય નહિં એટલે તે તો રથ હંકારવા લાગ્યો.

તે રથમાં બેસી જનાર " **આર્યક** " નામનો એક ભરવાડોમાં ઉછરેલો માણસ હતો. " **આર્યક** "ને કોઇ જોશીએ કહ્યું હતું કે તે રાજા થશે. તેથી અવન્તીના રાજા **પાલક**ને બીક લાગી અને વખતે મારૂં રાજ્ય પડાવી લે એવી ધાસ્તીથી તેણે **આર્યક**ને એકદમ કેદ કરાવ્યો હતો. તે **આર્યક**ને કેદમાંથી છોડવનાર પેલો **શર્વિલક** **ચારૂદત્ત**ને ત્યાંથી ઘરેણાં ચોરી જનાર અને **મદનિકા**નો વર હતો. **શર્વિલકે** આર્યકને છોડાવ્યો, પણ ગામમાં બધે તેની તપાસ ચાલી રહી હતી. **ચારૂદત્ત**ના રથને કોઇ જોશે નહિં એમ માની લાગ જોઈ, **આર્યક** તે રથમાં બેસી ગયો. **ચારૂદત્ત**ના રથને માટે કોઇ શંકા લાવે તેવું નહિ હોવાથી તે ગામમાંથી પસાર થઈ ગયો.

પુષ્પકરંડમાં રથ આવ્યો. પહેલાં **શકાર**નો રથ **વસન્તસેના**ને લઇ આવ્યો. **શકારે** ત્યાં **વસન્તસેના**ને

બહુ સમજાવી, પણ તે માની નહિં એટલે તેણે તેને ખુબ મારી. મારને લીધે બેભાન થઇ ગઇ તેને તેણે મરી ગયેલી માની તેનાં શરીરપર પાંદડાં ઢાંકી તે નાશી ગયો. **શ**કારના સારથી **સ્થાવ**રકે તેને બહુ વાર્યો હતો. પણ તેણે તેનું કહ્યું મનમાં લીધું નહોતું. પણ પછી તેને વહેમ પડયો કે રખેને આ **સ્થાવ**-રક કહી દે. તેથી તેણે **સ્થાવ**રકને કેદ કરી પોતાને ત્યાં પૂરી રાખ્યો.

**ચારૂ**દત્તવાળો રથ પણ **પુ**ષ્પકરંડમાં આવ્યો. **ચારૂ**-દત્ત જુએ છે તો તેમાં **વસ**ન્તસેનાને બદલે **આર્ય**ક બેઠો હતો. **આર્ય**કે **ચારૂ**દત્તને સમજાવી તેનું શરણુ માગ્યું. **ચારૂ**દત્તે તેને માફી આપી જવા દીધો.

**વ**સન્તસેના **શ**કારના મારથી જ્યાં બેભાન પડી હતી તે ઠેકાણેથી એક જૈન સાધુ પસાર થતો હતો. **પુ**ષ્પક-રંડના તળાવમાં કપડાં પોતાનાં ધોવાને આવ્યો હતો. ત્યાં તેની નજર **વ**સન્તસેના જ્યાં પડી હતી ત્યાં ગઇ અને કાંઇ નવા જુનું જણાયાથી નજીક ગયો. જુએ છે તો **વ**સન્તસેના હતી. હવે આ સાધુને સુધારનાર **વસ**-ન્તસેના હતી. તે સાધુ મૂળ **સં**વાહક નામનો **ચારૂ**-દત્તનો પગચંપી કરનારો હતો; જેને માથે જુગારમાં હારી બહુ કરજ થયું હતું. લેણદાર તેને સતાવતા હતા ત્યારે **ચારૂ**દત્તનો માણસ જાણી **વ**સન્તસેનાએ તેને નાણાં આપી છોડાવ્યો હતો અને તે ઘડીથીજ **સં**વાહ-કને જ્ઞાન થયું અને તે સાધુ થઇ ગયો. તે સાધુએ **વસ**-ન્તસેનાને ઓળખી કે તુર્તજ તેને મદદ કરવા દોડયો અને તેને લઇને પાસેના અપાસરામાં બૈરાંની સંભાળ નીચે રાખી.

**ચારૂદત્તે** બહુ રાહ જોઇ પણ **વસન્તસેના** ન આવવાથી તે તેની શોધમાં સામે ગયો.

**શકારે** હવે એવી યુક્તિ કરી કે પોતે કરેલો ગુન્હો **ચારૂદત્તપર** ઢોળી પાડયો અને ન્યાયાધીશની પાસે જઈ ફર્યાદ કરી કે **વસન્તસેનાને** તેનાં ઘરેણાં માટે **ચારૂદત્તે** પુષ્પકરંડ બાગમાં મારી નાંખી છે.

તપાસ કરતાં ન્યાયાધીશને જણાવવામાં આવ્યું કે કોઇ સ્ત્રીની લાશ પુષ્પકરંડ બાગમાં હતી.

જે ચોકીદારોએ **ચારૂદત્તના** રથની પૂછપરછ કરી હતી તે માંહોમાંહે લડયા હતા તેથી તેમાંનો એક તેજ વખતે ફર્યાદ કરવા આવ્યો તેણે જાહેર કર્યું કે **ચારૂદત્તના** રથમાં બેસી **વસન્તસેના** પુષ્પકરંડ બાગમાં જતી હતી.

**વસન્તસેનાની** માને બોલાવી પૂછયું તો તેણે કહ્યું કે **વસન્તસેના ચારૂદત્તને** ત્યાં ગઇ હતી અને **ચારૂદત્તને** પૂછતાં તે કાંઈ ખુલાસો આપી શકયો નહિં.

આમ બધી રીતે પૂરાવા **ચારૂદત્તની** વિરૂદ્ધ એકઠા થયા. તેમાં ઓછામાં પૂરૂં **ચારૂદત્તના** મિત્ર મૈત્રેયે કર્યું. જે ઘરેણાં **વસન્તસેનાએ ચારૂદત્તના** દિકરાને આપ્યાં હતાં તે તેને પાછાં આપવા માટે મૈત્રેય જતો હતો. ચારૂદત્ત કચેરીમાં છે એમ સાંભળતાં તે ત્યાં આવ્યો. ત્યાં પેલાં ઘરેણાંનો દાબડો જોવામાં આવ્યો. તે ઘરેણાં **વસન્તસેનાનાં** હતાં, ચારૂદત્તના મિત્રની પાસે હતાં; **વસન્તસેના** ચારૂદત્તના રથમાં બેસી પુષ્પકરંડ બાગમાં જતી હતી; ચારૂદત્ત પોતે પણ પુષ્પકરંડમાં હતો. **વસ-**

ન્તસેના ચારૂદત્તને ત્યાં ગઇ હતી અને પુષ્પકરંડમાં એક સ્ત્રીની લાસ હતી. વળી ચારૂદત્તની પાસેનાં ઘરેણાં વસન્તસેનાનાં હતા. આ બધા પુરાવાપરથી ન્યાયાધીશે ચારૂદત્તને ગુન્હેગાર ઠરાવ્યો અને તેને શુળીએ ચઢાવવાની સજા કરી.

શકારના તો આનંદનો પારજ ન રહયો પણ તે જાણતો ન હતો કે ઇશ્વર સત્ય વાતને લાંબો વખત છુપી રાખતોજ નથી.

ચારૂદત્ત બ્રાહ્મણ હોવાથી તેનો વધ ન થાય એવું સમજાવી રાજાને દયા કરવા ન્યાયાધીશે વિનંતિ કરી હતી, પણ રાજાએ ગુન્હેગારને માફી આપવાની ના પાડી હતી તેપણ જાણતો નહોતો કે કેદમાંથી નાશી છુટેલો આર્યક થોડા વખતમાંજ તેને રાજ્યગાદી પરથી હાંકી કાઢશે.

ચારૂદત્તને શુળીપર લઇ જતા હતા અને રસ્તામાં ચાંડાલો દાંડી પીટતા હતા. તે દાંડી સ્થાવરકે—શકારના રથવાળાએ સાંભળી; વસન્તસેનાનો ઘાતક કોણ હતો તે-તે જાણતો હતો તેથી તેનાથી ચારૂદત્તનું આ અપમાન અને આવી રીતની તેની સજા સહન થઇ શકયાં નહિ. તેને બેડી જડી કેદ કર્યો હતો ત્યાંથી બારીમાંથી કુદકો મારી નાશી છુટયો. અને લોકોનાં ટોળાંમાં જઇ ખરી હકીકત જાહેર કરી. પણ તે ગરીબનું કોણ માને? શકારે આવી તેને પકડયો. તેને માથે ચોરી ચડાવી અને તેનું કહ્યું કોઇ ન માને તેવું કરી દીધું.

હજાર પ્રયત્ને પણ સાચું ઢંકાઇ રહેતું નથી. વસન્ત-સેનાને લઇ જનાર પેલો જૈન સાધુ વસન્તસેના સહિત

ત્યાંથી પસાર થતો હતો. વસન્તસેનાને સારૂં થવાથી તે ચારૂદત્તને ત્યાં જવા નીકળી હતી. ત્યાં રસ્તામાં તો તેણે ચારૂદત્તના ગુન્હાની વાત સાંભળી. પોતે એકદમ દોડી ચારૂદત્ત પાસે ગઈ.

લોકોએ વસન્તસેનાને ઓળખી અને તેથી ચારૂદત્ત-પરનો ગુન્હો આપોઆપ ખસીજ ગયો. વસન્તસેનાની વાતપરથી લોકોએ જાણ્યું કે તેને મારનાર તો શકાર હતો.

રાજાપાસે આ હકીકત જાહેર થવા જાય છે, ત્યાં તો પાલકરાજા પણ રાજા મટી ગયા હતા. આર્યકે પોતાના ઓળખીતાઓની મદદ લઇ પાલકને ગાદીપરથી ઉઠાડી મૂકયો અને પોતેજ ગાદીનો ધણી થઇ બેઠો. થઇ આર્યક અને તેના મળતીઆઓ ચારૂદત્તના ગુણોના વખાણનારા હતા. અને તેમાં વળી ચારૂદત્તપર ગુન્હો તો કાંઇજ રહયો નહોતો એટલે ચારૂદત્તને છોડી મૂકવામાં આવ્યો. અને નવા રાજાએ કૃપા કરી વસન્તસેનાને ગુણિકાધર્મ તજી કુળધર્મ સ્વીકારવાની મંજુરી આપી એટલે વસ-ન્તસેનાએ ચારૂદત્ત સાથે લગ્ન કર્યાં (અને ચારૂદત્તના છોકરાને વસન્તસેનાએ સોનાની ગાડી કરાવી આપી.)

---

# શકુન્તલા.

ભરતખંડનો મહારાજા દુષ્યન્ત શિકાર કરવા નીકળી પડયો હતો. એક હરણ ત્વરાથી સટકી ગયું. અને તેની પાછળ દોડતાં દોડતાં તે હરણ ઋષિઓનાં તપોવનમાં પેસી ગયું. રાજાઓ તપોવનમાં શિકાર કરતા નહિ અને ત્યાંના ઋષિઓને જરાપણ તકલીફ કે અગવડ ન પડે એવી ખાસ સંભાળ રાખતા.

તપોવનમાં મુખ્ય ઋષિ કણ્વઋષિ હતા. પોતે ત્યાં સુધી આવ્યો હતો એટલે ઋષિના આશીર્વાદ લેવાનો વિચાર થતાં દુષ્યન્ત રાજા કણ્વને આશ્રમે ગયો. ત્યાં કણ્વ ઋષિ તો હતા નહિ. પણ ત્રણ કન્યકાઓ આશ્રમનાં ઝાડને પાણી પાતી હતી તે રાજાના જોવામાં આવી.

તે ત્રણમાં શકુન્તલા અને બીજી બે તેની સખી અનુસૂયા અને પ્રિયંવદા હતી. સ્ત્રીજન દેખી રાજા આશ્રમમાં દાખલ થતાં અટકયો. તેટલામાં એક ભમરાની કનડગતથી મુંઝાઈ ગએલી શકુન્તલાએ બૂમ પાડી તેથી તેનું રક્ષણ કરવાને બહાને દુષ્યન્ત આશ્રમમાં દાખલ થયો. એક બીજાને જોતાં વેંતજ પરસ્પરને પ્રેમની લાગણી થઈ. શકુન્તલા કણ્વઋષિના આશ્રમે મોટી થઇ હતી. પણ તે કાંઇ બ્રાહ્મણ કન્યા નહોતી. તે તો મેનકા અપ્સરાની પુત્રી હતી તેથી ક્ષત્રિય રાજાને તેની સાથે લગ્ન કરવામાં બાધ નહોતો. આ હકીકત જાણવાથી પરસ્પરની સંમતિથી દુષ્યન્ત અને શકુન્તલા ગાંધર્વ વિવાહથી પરણ્યાં.

કણ્વઋષિ ત્રિકાળ જ્ઞાની હોવાથી તે જાણી શક્યા હતા. કે શકુન્તલાએ પોતાને યોગ્ય પતિ શોધી લીધો હતો. તેથી જ્યારે શકુન્તલાને ગર્ભ રહ્યાનાં ચિન્હ તેમણે જોયાં એટલે દુષ્યન્તને ત્યાં મોકલવાનું નક્કી કર્યું.

હવે એવું બન્યું હતું કે દુષ્યન્ત રાજા તો શકુન્તલાની વાત થોડો વખત થયાં ભુલીજ ગયો હતો તેનું કારણ એવું હતું કે એક વખત શકુન્તલા આશ્રમમાં બેઠી બેઠી દુષ્યન્તના વિચાર કરતી હતી ત્યાં બારણે દુર્વાસા ઋષિ આવ્યા. ઋષિએ બહુ સાદ કર્યા પણ ધ્યાનબહેરી શકુન્તલા સાંભળી શકી નહિ. તે પરથી દુર્વાસા ઋષિએ શ્રાપ આપ્યો કે જેનાં ચિંતવનમાં બેઠી બેઠી તું મને સાંભળતી નથી તેજ જણ તને ભુલી જશે.

શકુન્તલાની સખી ત્યાં આવી પહોંચી તેણે એ શ્રાપ સાંભળ્યો અને બહુ દુ:ખી થઇ. દુર્વાસા ઋષિને બહુ વિનવણાં કર્યાં ત્યારે તેણે કહ્યું કે રાજાની આપેલી કોઇ વસ્તુ તેને બતાવવાથી તેની વિસ્મૃતિ દૂર થશે. આથી શકુન્તલાની સખીને શાન્તિ થઇ કારણ દુષ્યન્ત રાજાએ પોતાની એક વીંટી શકુન્તલાને આપી હતી, તે તે જાણતી હતી. તેથી તેણે આ શ્રાપની વાત કોઇને કહી નહિ, પણ શ્રાપને લીધે દુષ્યન્ત રાજા ભુલી ગયો એટલે તેણે શકુન્તલાને બોલાવવા વિષે કાંઇ પેરવી કરી નહિ.

છેવટે કણ્વ ઋષિએ શકુન્તલાને મોકલવાનું યોગ્ય ધાર્યું. અને પોતાનાં જૂનાં સહવાસીઓને મૂકી શકુન્તલા બહુ દીલગીરી સાથે દુષ્યન્ત રાજા પાસે જવા નીકળી શકુન્તલાના જવાથી કણ્વઋષિ તથા શકુન્તલાની

સખીઓને પણ બહુ દુઃખ થયું. બે ત્રણ માણસો સાથે કણ્વ ઋષિએ આખરે શકુન્તલાને વળાવી.

શકુન્તલા ચાલતાં ચાલતાં જતી હતી ત્યાં વચમાં એક નદી આવી તેમાં હાથ મોં ધોઇ થાક ઉતારવા સૌએ વિસામો લીધો. હાથ ધોતાં શકુન્તલાના હાથમાંથી દુષ્યન્ત રાજાએ આ પેલી વીંટી આંગળીમાંથી સરી પડી. શકુન્તલાના ધ્યાનમાં તે રહ્યું નહિં અને, બધાં દુષ્યન્ત પાસે આવ્યાં,

દુષ્યન્ત તો બધું ભુલી ગયો હતો. તેથી તેણે તો લગ્નની વાત ઇનકાર કરી. શકુન્તલા સુંદર હતી પણ તેથી તે કાંઇ લોભાઇ જાય તેવો નહોતો. તેણે તો સાફ ના પાડી. શકુન્તલાની સખીએ જતી વખતે શકુન્તલાને કહ્યું હતું કે દુષ્યન્ત રાજાને વહેમ પડે તો તેને તેની વીંટી બતાવજે. તેની સખીને તો બધી ખબર હતી. અને વીંટીથી બધી આફત જતી રહેશે એમ ધારતી હતી. તેથી તેટલી સૂચના તેણે શકુન્તલાને આપી રાખી હતી. આ વાત યાદ આવી જતાં શકુન્તલાએ એંધાણી બતાવવાનું કહ્યું. દુષ્યન્ત રાજાએ તે વાત સ્વીકારી, પણ શકુન્તલા આંગળીએ જુએ છે તો વીંટી તો મળે નહિ. દુષ્યન્તનો વહેમ ગયો નહિ. અને શકુન્તલાના દુઃખનો પાર રહ્યો નહિ.

કણ્વ ઋષિનાં માણસો તો તેને મૂકી ચાલ્યાં ગયાં રાજાના પુરોહિતે રાજાને એવી સલાહ આપી કે દુષ્યન્તનો પુત્ર ચક્રવર્તી થશે એવી રાજાને આશીષ મળી છે. તેથી જો આ બાઇના પુત્રમાં તેવાં લક્ષણ દેખાય તો આપે તેને સ્વીકારવી આ સલાહ રાજાને પણ ગમી

એટલે તેણે તે બાઇને પુરોહિતને ત્યાં રાખવાનું નક્કી કર્યું. તે પ્રમાણે શકુન્તલાને લઈ જવામાં આવતી હતી ત્યાં શકુન્તલાની મા મેનકા તેજરૂપે આવી તેને ઉપાડી ગઇ અને દુષ્યન્ત રાજાની વિસ્મૃતિ ટળે ત્યાં સુધી તેને મરીચિ ઋષિના આશ્રમમાં મૂકી આવી.

ત્યાં શકુન્તલાને પુત્ર થયો તેનું નામ સર્વદમન ભરત એવું રાખ્યું.

શકુન્તલા ગયા પછી થોડાક દિવસો વીત્યાબાદ એક માછી દુષ્યન્તના નામાક્ષરવાળી એક વીંટી વેચવાને શહેરમાં આવ્યો. દુષ્યન્તના માણસોએ તેને પકડયો. ચોર ઠરાવી તેને રાજા પાસે લાવ્યા, રાજાએ વીંટી જોઇ કે તુર્ત પેલો શ્રાપ નિવૃત્ત થયો અને પાછલી બધી વાત તેને યાદ આવી ગઈ. માછીને પૂછતાં જણાયું કે તે વીંટી એક માછલીના પેટમાંથી તેને મળી હતી. શકુન્તલાના હાથમાંથી સરી પડતાં માછલીએ તે ગળી લીધી હતી. અને તે માછલી આ માછીના હાથમાં આવતાં તેના પેટમાંથી મળી હતી. માછીમારને છોડી દેવામાં આવ્યો. પણ હવે દુષ્યન્તને બહુજ પસ્તાવો થવા લાગ્યો. પોતે જાતે કરેલાં લગ્ન, શકુન્તલાના સહવાસની વાતો, તેનો પ્રેમ વગેરે યાદ આવતાં તે બહુ દુઃખી થવા લાગ્યો,

ચાર પાંચ વર્ષ પછી તે રાજા એક વખત દાનવોને હરાવી પાછો આવતો હતો ત્યાં મરીચિ ઋષિના આશ્રમ પાસે જરા વિસામો લેવા અટકયો, અને બને તો ઋષિનાં દર્શન કરવાનો વિચાર કર્યો.

આશ્રમ પાસે જાય છે ત્યાં એક બાળક સિંહનાં બચ્ચાંને પકડી રમાડતો હતો, અને તેનું મોં ફાડતો હતો. તે બાળકની આયા બૂમાબૂમ કરી રહી હતી. પણ બાળક માનતો નહતો. દુષ્યન્તને દેખી પેલી બાઇએ તેને વિનંતિ કરી. દુષ્યન્ત તેને સમજાવવા ગયો ત્યાં તે બાળકને કાંડે બાંધેલો દોરો નીચે પડી ગયો હતો તેને અડક્યો. અડકતાં વેંતજ પેલી આયાએ બૂમ મારી. દુષ્યન્તને કહ્યું તેને અડકશો નહિ. કારણ પૂછતાં જણાવ્યું કે તે છોકરાનાં માબાપ વિના બીજો કોઇ અડકે તો તે સરપ થઇને ડંખે એવી યોજના મરીચિ ઋષિએ કરી હતી; પણ તે વાત થાય તે પહેલાં તો દુષ્યન્તે તે દોરાને ઉંચકી લીધો હતો, અને તે દોરો તો દોરોજ રહ્યો; એથી આયાને વિસ્મય થયો અને દુષ્યન્તની સાથે સૌ ઋષિ પાસે જતાં હતાં ત્યાં શકુન્તલા આવી, બંનેની ઓળખાણ થઇ, દુષ્યન્ત રાજાએ માફી માગી અને બધાં ઋષિ પાસે ગયાં. ત્યાં ઋષિએ દુષ્યન્તની ભુલ કેમ થઇ હતી તે સમજાવ્યું. એટલે સૌનાં મનમાંથી સલ્ય જતું રહ્યું. અને દુષ્યન્ત શકુન્તલાને તથા પોતાના પુત્ર સર્વદમન ભરતને લઇ પોતાની રાજધાનીમાં ગયો અને બધે આનંદ ઉત્સવ ફેલાઇ રહ્યો.

— —

# વિક્રમોર્વશીય

## અથવા

## પરાક્રમની પ્રસાદી.

ગંગા તીરે આવેલા પ્રતિષ્ઠાન નગરમાં ભરતખંડનો રાજા પુરૂરવા રાજ્ય કરતો હતો. તે દૈવી કુળમાં ઉત્પન્ન થએલો હોઇ સ્વદેહે સ્વર્ગમાં પણ જઇ શકતો અને ઇન્દ્ર રાજાને વખતે વખતે લડાઈમાં મદદ કરતો.

એક વખત સૂર્ય ભગવાનનાં પૂજન પછી તે પાછો ફરતો હતો ત્યાં કેટલીક અપ્સરાઓની ત્રાસ જનિત ચીસો તેણે સાંભળી. તપાસ કરતાં માલમ પડયું કે અપ્સરાઓમાં શ્રેષ્ઠ એવી જે ઉર્વશી તેને કેશી નામનો રાક્ષસ ઉપાડી ગયો હતો. રાજા તુર્તજ ઉર્વશીને પાછી લાવવા નીકળી પડયો, અને કેશી રાક્ષસને હરાવી ઉર્વશીને તેની બીજી સખીઓને સોંપી સ્વર્ગમાં વિદાય કરી દીધી.

ઉર્વશી પોતાના બચાવનાર ઉપર આસક્ત થઇ હતી અને પુરૂરવા પણ ઉર્વશીને જોઇ મોહ પામ્યો હતો. બંનેને પરસ્પર થએલા પ્રેમની ખાતરી થઇ, અને ઉર્વશીની ખાસ બેનપણી ચિત્રલેખાએ પણ તે જાણી હતી. પુરૂરવાને ચેન ન પડતાં ઉર્વશીનો વિચાર કરતો કરતો બાગમાં ફરવા જાય છે, ત્યાં ઉર્વશી પણ પોતાના પ્રિયજનની લાગણી જોવા આવી પહોંચે છે. અને બંને ફરી મળે છે. પરસ્પર બંનેને પ્રેમની ખાતરી થાય છે, તેટલામાં ઉર્વશીને સ્વર્ગથી તેડું આવે છે એટલે તેને જવું પડે છે.

પણ ઉર્વશીનું મન તો પુરૂરવામાંજ હતું. સ્વર્ગમાં એક નાટક ભજવવાનું હતું અને તેમાં ઉર્વશીને લક્ષ્મીનો પાઠ લેવાનો હતો. લક્ષ્મીને લગ્ન માટે પુછવામાં આવે ત્યારે તેણે પુરૂષોત્તમને પોતે પરણવાને ઇચ્છે છે એમ કહેવું જોઇએ તે વચનમાં ઉર્વશી પુરૂષોત્તમને બદલે પોતાના પ્રિયજન પુરૂરવાનું નામ બોલી ગઈ. તે ભૂલથી નાટકાચાર્ય તેનાપર ગુસ્સે થયા અને તેને શ્રાપ આપ્યો કે આવી ભૂલને લીધે તું સ્વર્ગમાં ન રહેતાં પૃથ્વી ઉપર જઇને પડ.

ઈન્દ્ર રાજાની ઉર્વશીપર મહેરબાની હતી અને પુરૂરવા સાથે પણ તેને સારી મિત્રાચારી હતી, એટલે આ શ્રાપ પૂરો કરવા તેણે ઉર્વશીને ફરમાવ્યું કે તેણે પુરૂરવા પાસે જઇને રહેવું. અને કહ્યું કે જ્યારે પુરૂરવા તારાથી થએલા પુત્રનું મુખ જોશે ત્યારે તારો શ્રાપ પૂરો થશે અને તું પૃથ્વીપરથી સ્વર્ગમાં આવીશ.

તે પ્રમાણે ઉર્વશી તો પૃથ્વીપર ગઇ અને ત્યાં પુરૂરવાને પરણી તેની સાથે રહી ઘણાં વર્ષ આનંદમાં ગાળ્યાં તેને પેટે છોકરૂં રહ્યું અને પુત્ર અવતર્યો પણ પુરૂરવાથી દૂર ખસવાને રાજી નહિ હોવાથી ઉર્વશીએ તે પુત્રને તુર્તજ ચ્યવન ઋષિને ત્યાં મોકલાવી દીધો હતો કે જેથી પુરૂરવા તે પુત્રનું મુખ જોવા ન પામે.

પુરૂરવા અને ઉર્વશી પરસ્પર પ્રેમથી એવાં તો બંધાએલાં હતાં કે એક ઘડી પણ છુટાં ન પડે. અને તેટલાં માટેજ ઉર્વશીએ પોતાના પુત્રને પણ ઋષિને ત્યાં મોકલાવી આપ્યો હતો. પણ તે બંનેનો વિયોગ થવાનોજ હતો એટલે બહુ વિચિત્ર રીતે તેમને છુટાં રહેવું પડયું

હતું. તે એવી રીતે કે એક વખત તેઓ ગંધમાદન પર્વતમાં આનંદ વિનોદ માટે ફરતાં હતાં. ફરતાં ફરતાં તેઓ જરા છુટાં પડયાં ત્યાં ઉર્વશી કુમારવન નામના ભાગમાં દાખલ થઇ. કુમારવન નામના ભાગને માટે એવો શ્રાપ હતો કે જો કોઇ સ્ત્રી તેમાં દાખલ થાય તો તે એકદમ વેલી થઇ જાય. તે પ્રમાણે ઉર્વશી જેવી દાખલ થઈ કે તુર્ત વેલી બની ગઈ. પુરૂરવા તેને શોધતાં શોધતાં ગાંડા જેવો થઇ ભટકવા લાગ્યો પણ ઉર્વશીની કશી ભાળ તેને લાગી નહિ.

કુમારવનના શ્રાપનું નિવારણ એવું હતું કે ભગવાન શંકરનો શંગમનીય મણિ જો તે વેલીને અડકે તો વેલીની પાછી સ્ત્રી થઇ જાય. રખડતાં રખડતાં પુરૂરવાના હાથમાં તે મણિ આવ્યો અને તેને લઇને તે રખડતો હતો ત્યાં ઉર્વશીવાળી વેલીને અડકયો અડકતાં વેંતજ વેલી બદલાઈ ઉર્વશી થઇ ગઈ અને બંને આનંદથી પાછાં પોતાની રાજધાનીમાં ગયાં.

ત્યાં એક વખત ગંગા સ્નાન માટે ગયાં હતાં અને સંગમનીય મણિ એક માણસને સોંપ્યો હતો. તે માણસ જેવો સંગમનીય મણિ એક ટોપલીમાં રાખીને જતો હતો તેવોજ એક બાજે આવી ઝડપ મારી તે મણિ ઉપાડી લીધો, મણિ રાતા રંગનો હતો એટલે બાજે તેને માંસનો કટકો જાણી લઇ લીધો. તે બાજને મારવા બધા મથી રહ્યા હતા, ત્યાં એકદમ તે બાજ કોઇના બાણથી હેઠો પડયો. તે બાણ તેના શરીરમાંજ હતું. તે લઇ આવ્યા. ત્યાં તો તેનાપર ઉર્વશીનો બાળ તે પુરૂરવાનો પુત્ર આયુ, એવું નામ હતું. સૌ આશ્ચર્યમાં ડુબેલાં

હતાં ત્યાંજ આયુ કુમારને તેડી ઋષિના આશ્રમેથી એક તાપસી પણ આવી પહોંચી અને રાજાને મળી વિનંતિ કરી કે હવે આ પુત્ર આશ્રમને યોગ્ય નથી એટલે આપને ત્યાં સોંપવાની જરૂર જણાય છે. પુરૂરવાને અચંબા સાથે આ લાભ થયો. પણ ઉર્વશી આવતાં જણાયું કે તે લાભની સાથે ઉર્વશીના વિયોગની હાની પણ થવાનીજ છે. તે ઉપરથી તેણે ઉર્વશીને સ્વર્ગમાં મોકલી આયુને રાજ સોંપી પોતે વનવાસ કરવાનો વિચાર કર્યો. એ વિચાર ઇન્દ્ર રાજાના જાણુવામાં આવ્યો. ઇન્દ્ર રાજાને દાનવો સાથે લડાઈ કરવાની હતી અને તેવી લડાઈઓમાં પુરૂરવા પરાક્રમી હોવાથી બહુ કામ આવતા. એટલે જો પુરૂરવા વનવાસ સ્વીકારે તો પછી હથિયાર હાથમાં લઇ શકે નહિ. માટે તેને વનવાસ જતાં અટકાવવા માટે ઇન્દ્ર રાજાએ કૃપા કરી કહેવ-રાવ્યું કે પુરૂરવાની જીંદગી સુધી ઉર્વશી તેની સાથેજ રહેશે. આ ખબરથી સર્વને આનંદ થયો અને આયુ કુમારને યુવરાજ પદ આપી સૌ સુખાનંદમાં દિવસો ગાળવા લાગ્યાં.



# ઉત્તર રામચરિત્ર.



શ્રી રામચંદ્રજી રાવણને મારી પાછા અયોધ્યા નગરીમાં પધાર્યા છે ત્યારથી નાટકની શરૂઆત થાય છે. રાજ્યાભિષેકની ક્રિયામાં ભાગ લેવા અને આનંદ વધારવા આવેલા પરોણાઓ સીધાવ્યા છે અને કૈશલ્યા મા વગેરે વડીલો શ્રી રામચંદ્રજીના બનેવી ઋષ્ય શૃંગનાં આમંત્રણથી તેમને ત્યાં યજ્ઞદર્શન માટે જાય છે.

વનવાસના પ્રસંગનાં ચિત્રો કરાવેલાં હતાં તે શ્રી રામચંદ્રજી, તથા સીતાજીને બતાવવા લક્ષ્મણજી લાવે છે અને સીતાજીને તે ચિત્રો જોતાં વનવાસના ભય અને આનંદના પ્રસંગો તાજા થાય છે. ફરી એકવાર વનમાં રહેવાનું હોય તો કેવું સારૂં એવી ઇચ્છા પણ સીતાજીને થાય છે વાતોના શ્રમથી થાકી ગયેલાં સીતાજી જરા નિદ્રાધીન થાય છે ત્યાં શ્રી રામચંદ્રજીનો ચાર પુરૂષ-છુપ્પી ખબર લાવનાર-દૂત આવે છે અને શ્રીરામજીને ખબર કરે છે કે ગામમાં હલકા લોકો સીતાજીને માટે અણઘટતી વાતો બોલે છે. રાવણને ઘેર રહ્યાનો આરોપ તેમને માથે રાખે છે. અને તેમને રાજગૃહમાં રાખવા માટે પણ દોષ કાઢે છે. આ હકીકત સાંભળી શ્રીરામચંદ્રજી નારાજ થયા, પરંતુ ગમે તે દુઃખ ખમીને પણ લોકનાં મેણાંથી મુક્તજ રહેવું જોઇએ એવો આકરો રાજધર્મ સ્વીકારી શ્રી રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કરવાનું નક્કી કર્યું અને સીતાજીને પોતાને વનમાં જવાની

ઈચ્છા થઈ હતી તે જાણી તેમણે તુર્તજ લક્ષ્મણજીને બોલાવીને સીતાજીને વનમાં મૂકી આવવાનો હુકમ કર્યો.

લક્ષ્મણજી સીતાજીને વનમાં મૂકી આવ્યા અને ત્યાં ભાગીરથી તથા પૃથ્વી માતાએ તેમને યોગ્ય મદદ કરી તેમની સંભાળ લીધી અને તેમને ભાગીરથીએ પોતાની પાસે રાખ્યાં.

શ્રી રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કર્યો, પણ તે માત્ર લોકોને રાજી રાખવા માટેજ. હ્રદયમાંથી તો તેઓ સીતાજીના વિયોગથી બહુ દુઃખી થતા હતા અને ન રામે કે ન સીતાએ એક બીજાને એક પળવાર પણ વિસારી દીધાં હતાં. વ્હાલામાં વ્હાલી વસ્તુને દૂર કરવાની આવી હિમ્મત મહા પુરૂષોમાંજ હોય છે. સીતાજીને પણ આ ત્યાગને માટે શ્રી રામચંદ્રજી ઉપર સહેજ પણ અભાવ કે નાખુશી કદી પણ ઉપજેલ નહિં, કારણ તે પણ સમજતાં હતાં કે શ્રી રામચંદ્રજી જે કરે તે બધું યોગ્ય અને જરૂરનુંજ હોય.

સીતાજી વનમાં ગયાં ત્યારે સગર્ભા હતાં. ત્યાં તેમણે બે પુત્રોને જન્મ આપ્યો હતો તે બંનેને ધાવણ મૂકાવ્યા પછી વાલ્મીકિ ઋષિને ત્યાં સોંપવામાં આવ્યા હતા, તેમનાં નામ લવ અને કુશ એવાં રાખ્યાં હતાં..

લવ કુશ વાલ્મીકિ ઋષિ પાસે ભણતા અને તેમની પોતાની હુશીયારી અને વાલ્મીકિ જેવા ગુરૂ બંને કારણોને લીધે તેઓ બાર તેર વરસની ઉમરમાં તો ઘણા હુશીયાર થઇ ગયા. તેઓ ક્ષત્રી હતા એટલે ક્ષત્રીના ગુણો પણ વાલ્મીકિએ તેમનામાં કેળવ્યા હતા અને યુદ્ધ વિદ્યામાં પણ ખાસ પ્રવીણ બનાવ્યા હતા.

દસ બાર વર્ષ પછી શ્રી રામચંદ્રજીએ અશ્વમેઘ યજ્ઞ કરવાનો વિચાર કર્યો.

આગળના વખતમાં યજ્ઞમાં જીવતાં પ્રાણીઓને હોમવામાં આવતાં. હોમવું એટલે બીજાની ખાતર આપણે તજી દેવું. યજ્ઞ દેવોની ખાતર થતા હતા. અને દેવોને આપણે કાંઇ હાથો હાથ આપી શકીયે નહિં, એટલે દેવોના નામથી દેવતામાં–અગ્નિમાં–જે કાંઇ નાખીયે તે દેવોને પહોંચે એવી માન્યતા છે. તે અનુસાર દેવોને જે જે કાંઇ આપવાનું હોય તે અગ્નિમાં નાખતા. જેમ વધારે કિમતી વસ્તુ અપાય તેમ વધારે પુણ્ય થાય એમ ગણાય છે. ઘોડો આગલા વખતમાં બહુજ માનીતું અને રાજદરબારમાં શોભા આપતું પ્રાણી ગણાતું. એટલે તેનો યજ્ઞ કરવો એ તો બહુ મોટો યજ્ઞ ગણાતો તેવા મોટા યજ્ઞ મરજીમાં આવે તે કરી શકે નહિ. જે બધા રાજાઓને તાબે કરે તેજ તેવો યજ્ઞ કરી શકે. તે યજ્ઞને અશ્વમેઘ યજ્ઞ કહે છે. બધા રાજા તાબે છે કે નહિં એ જાણવા માટે એક સરસ યુક્તિ હતી. જે ઘોડાને હોમવો હોય તેને છુટો મૂકી દેતા. તે ઘોડો જે મુલકમાંથી પસાર થાય તે મુલકવાળો રાજા જો તાબે રહેવા ન ઇચ્છતો હોય તો તેણે તે ઘોડાને પકડી બાંધી લેવો જોઈએ. એ બાંધેલા ઘોડાને છોડાવવા માટે લડાઇ થતી અને તેમાંથી જો ઘોડો છોડાવી શકાય તોજ યજ્ઞ કરી શકાય. એ પ્રમાણે જેજે રાજા ઘોડાને બાંધે તે બધા રાજાને હરાવી ઘોડો સઘળા દેશોમાં ફેરવી પાછો લાવવો જોઇએ. તે પ્રમાણે જ્યારે ઘોડો પાછો આવે ત્યારેજ તે ઘોડો હોમી શકાય અને અશ્વમેઘ યજ્ઞ કર્યો કહેવાય.

તે ઘોડાના રક્ષણ માટે, અને કોઇ બાંધે તો તેને છોડવવા માટે મોટું લશ્કર તેની પાછળ પાછળ હમેશાં રહેતું.

આવો અશ્વમેઘ યજ્ઞ કરવાનો હોવાથી શ્રી રામચંદ્રજીએ જે ઘોડો છુટો મૂકયો હતો તે ફરતો ફરતો વાલ્મીકિ ઋષિના આશ્રમમાં આવ્યો. લવકુશે એ ઘોડાને પકડયો અને બાંધ્યો. ઘોડાની પાછળ લક્ષ્મણજીના પુત્ર ચંદ્રકેતુ મોટું લશ્કર લઇ ફરતા હતા. તેમણે લવકુશને સમજાવ્યા કે આ ઘોડો બંધાય નહિં, માટે મૂકી દો. ચંદ્રકેતુ કાંઈ લવકુશને ઓળખતા નહોતા. પણ લવ કુશ તો સઘળી વિદ્યા ભણ્યા હતા એટલે જાણતા હતા કે અશ્વમેઘ યજ્ઞનો ઘોડો બાંધીયે તો લડાઇ કરવી પડે, અને તે પ્રમાણે તેઓ તો લડાઇ કરવાને તૈયારજ હતા.

શ્રી વાલ્મીકિએ રામાયણનો જેટલો ભાગ રચી રાખ્યો હતો તેમાંથી થોડો લવ કુશને ભણાવ્યો હતો એટલે લવકુશ શ્રી રામચંદ્રજીની સૌ વાત જાણતા હતા. પણ શ્રી રામચંદ્રજી તેમના પિતા હતા તે વાત તો તેમનાથી અજાણીજ રાખી હતી.

ચંદ્રકેતુએ લવને સમજાવ્યા કે એ ઘોડો તો શ્રી રામચંદ્રજીનો છે. ત્યારે તેના જવાબમાં લવે શ્રી રામચંદ્રજીની જરા ટોળ કરી. 'ત્રાટિકા નામની બાઇડીને મારી સ્ત્રીહત્યા કરનાર તમારા રામચંદ્રજીજ' એમ કહી ચંદ્રકેતુને ગુસ્સે કર્યા. પરિણામ એ થયું કે મોટી લડાઈ થઇ.

ચંદ્રકેતુ અને લવ વચ્ચેની લડાઇ પુરજોસમાં ચાલતી હતી ત્યાં શ્રી રામચંદ્રજીનું આવવું થયું. તેમના આવ-

વાથી બંને જરાવાર શાંત થયા. ચંદ્રકેતુએ શ્રી રામચં-દ્રજીને નમસ્કાર કર્યા. લવે પણ પોતાથી મોટા અને ચંદ્રકેતુના વડીલ જાણી નમસ્કાર કર્યા. લવે પોતાની ઉદ્ધતાઇ માટે શ્રી રામચંદ્રજી પાસે વિનય જાહેર કર્યો. શ્રી રામચંદ્રજી તો ક્ષત્રી ધર્મથી બહુ ખુશ થયા હતા તેથી લવને વિશેષ વિગત પૂછી એટલે જણાયું કે લવને તો એક બીજો ભાઇ પણ હતો. શ્રી રામચંદ્રજીની ઇ-ચ્છાથી લવે કુશને બોલાવ્યો. સીતાજીના પિતા જનક રાજા તથા કૌશલ્યા મા શ્રીવાલ્મીકિને મળવા આવેલાં હતાં, તે પણ તેજ વખતે આવી પહોંચ્યાં અને બધાનો મેળાપ થયો.

વાલ્મીકિ ઋષિએ પછી એક નાના નાટકની યુક્તિ રચી સીતાજીને જાહેર કર્યાં અને લવકુશને ઓળખાવ્યા તથા નાટક માટે આવેલા લોક સમસ્તને સીતાજીની પવિત્રતા વિષે પૃચ્છા કરી. લોક સમસ્ત લજવાઇ ગયા અને સીતાજી જેવાં પવિત્ર દેવીને માટે જે વાયકા શ્રી રામચંદ્રજીને કાને પહોંચી હતી તે માટે દીલગીરી જાહેર કરી.

તેથી સીતાજીએ લવ કુશને સાથે લઇ ફરીથી શ્રી રામચંદ્રજી સાથે, અયોધ્યામાં પ્રવેશ કર્યો. અને સકળ નગરમાં આનંદ ઓત્સવ થઇ રહ્યો.



નામદાર મુંબાઇ ઇલાકાના કેળવણી ખાતાંએ ઇનામ માટે
મંજુર કરેલ.

વાર્તારૂપી, ઘણું મનોરંજક, તેમજ બોધક, નાના
મોટાં સર્વ સ્ત્રી પુરૂષોને વાંચવા લાયક, સરળ
ગુજરાતી ભાષામાં રચેલું સચિત્ર.

કિંમત

# શકુન્તલા.

ત્રણ આના.

સુધારા વધારા બીજી આવૃત્તિ.

રચનાર,

**સ્વ. રતિલાલ બ્રિજલાલ મજમુદાર.**

**શકુન્તલા તથા પાંચ વાર્તા મળવાનાં ઠેકાણાં,**

મી. મગનલાલ એન. દિવાન ઠે૦ અમનવાડી,
ગીરગામ બેકરોડ—મુંબાઇ.
મે. એન. ડી મહેતાની કું. બુકસેલર્સ કાલબાદેવીરોડ ,,
મે. એન એમ. ત્રિપાઠીની કું. ,, પ્રીન્સેસ સ્ટ્રીટ ,,
મી. કરસનદાસ નારાણદાસ ,, નાણાવટ સુરત.
મી. નંદલાલ ચુ. બોડીવાળા ,, રીચીરોડ અમદાવાદ.